بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

શરૂ અલ્લાહના નામથી કે જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

# કુફુ, બિરાદરીવાદ અને ઇસ્લામ

ઇસ્લામમાં નિકાહ શરીઅતની દૃષ્ટિએ અમલી બને એ માટે સ્ત્રી-પુરુષના પરસ્પર કુફુ (સમકક્ષ, સમોવડિયા) હોવાની શરત સંતોષાય એ જરૂરી નથી. બન્ને મુસ્લિમો વચ્ચે નિકાહ તો શરીઅતની દૃષ્ટિએ કાયદેસર બની જ જાય છે, ભલે પછી તેઓ કફાઅતમાં સમાન હોય કે ન હોય.

પરંતુ નિકાહ પછી લગ્ન-જીવન સુમેળપૂર્ણ રહે અને બન્ને વચ્ચે જીવનપર્યંત પ્રેમના સંબંધો જળવાઈ રહે એ બાબત ધ્યાને લઈ નિકાહ પહેલાં ટેવો, જીવનશૈલી, કૌટુંબિક પ્રણાલિકાઓ અને આર્થિક અને સામાજિક સંજોગોની દૃષ્ટિએ બન્ને વચ્ચે કુફુ-સમાનતા - હોય તેને ઇસ્લામ ઇચ્છનીય ગણે છે. નિકાહ અગાઉ આ સમાનતા અને વિચારોની સામ્યતા શોધવાની બાબત ઇસ્લામમાં કુફુ તરીકે ઓળખાય છે. કફાઅતના કાયદાનો આ મૂળભૂત આશય છે. સ્ત્રી અને પુરુષ વચ્ચે આ બાબતે વધુ પડતી અસમાનતા અને તફાવત હોય ત્યાં લગ્નજીવનમાં લાંબી મૈત્રી ટકી રહેવાની અપેક્ષા ઓછી જ રાખવામાં આવે છે. તેથી જ ઇસ્લામી કાનૂન આવા કજોડા નિકાહને લગ્નના મૂળભૂત આશયની વિરુદ્ધ ગણે છે.

પરંતુ લગ્ન અને વિવાહ અંગેના ઇસ્લામના કુફુના કાયદાનો અર્થ કેટલાક લોકોએ એવો કર્યો છે કે કેટલીક જ્ઞાતિઓ અને બિરાદરીઓ શરીફ (કુલીન, ઉચ્ચ કુળવાળી) અને કેટલીક રઝીલ (નિમ્ન કુળવાળી) છે અને તેઓ એકબીજાના કુફુ હોઈ શકતા નથી, તેમની વચ્ચે નિકાહનો સંબંધ ઇચ્છનીય નથી બલ્કે વાંધાજનક છે. હકીકતમાં તો આ વિચાર/ માન્યતા બિનઇસ્લામી અને અજ્ઞાનતા કાળના પૂર્વગ્રહ ઉપર આધારિત છે જેને નાબૂદ કરવા ઇસ્લામનું આગમન થયું છે. આ બાબતની જાહેરાત હુઝૂર સ.અ.વ.એ હજ્જતુલવિદાઅ પ્રસંગે નીચેના શબ્દોમાં કરી છે :

"જાણી લો! અજ્ઞાનતાની તમામ પ્રણાલીઓ અને રીતિ-રિવાજો મારા બન્ને પગ તળે છે."

અલ્લાહ તઆલાનો આદેશ છે :

"લોકો! અમે તમને એક પુરુષ અને સ્ત્રી વડે પેદા કર્યા છે અને ત્યાર બાદ તમારી કોમો અને બિરાદરીઓ બનાવી દીધી જેથી તમે એકબીજાને ઓળખો. હકીકતમાં તો અલ્લાહની નજીક તમારામાં સૌથી વધુ પ્રતિષ્ઠાવાન એ છે જે તમારામાં સૌથી વધુ સંયમી-પરહેઝગાર - છે." (સૂરઃહુજુરાત-૧૩)

ઈમામ બગવી રહ. અને અલ્લામા અલાઉદ્દીન બગદાદી રહ.એ આની સમજૂતી આપતાં લખ્યું છે કે "તમે સૌ લોકો વંશ-કુળની દૃષ્ટિએ સમાન અને સરખાં છો." ઈમામ નસ્ફી રહ. અને અલ્લમહ જમખ્શરી રહ. લખે છે કે તમારા પૈકી દરેકનું કુળ એક છે, તેમાં કોઈ તફાવત નથી. તેથી કહેવાતી કુલીનતા અને શ્રેષ્ઠતાના આધારે એકબીજા ઉપર ગર્વ અને મોટાઈ વ્યક્ત કરવા માટેનું કોઈ કારણ નથી. અલ્લામહ મહલબ રહ. લખે છે કે "અજ્ઞાનતા કાળમાં આરબો કુળની શરાફત-કુલીનતાને વધુ પડતું મહત્ત્વ આપતા હતાં. અલ્લાહતઆલાએ દીનદારી અને તકવા-સંયમ વડે તેને રદ કરી દીધાં." હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિ. ફરમાવે છે કે મારી નજીક એ વ્યક્તિ આ આયતનો વિરોધ કરે છે જે બીજી વ્યક્તિને એમ કહે છે કે હું તારા કરતાં ચઢિયાતી છું, કારણ કે અલ્લાહની નજીક શ્રેષ્ઠતાનો આધાર દીનદારી અને તકવા છે." બૈદાવી રહ. લખે છે કે "તમામ લોકો વંશમાં સમાન છે. તેથી કુલીનતા અને શ્રેષ્ઠતા ઉપર ગર્વ લેવા માટેનું કોઈ કારણ નથી." અલ્લામહ કુર્તુબી લખે છે કે આ આયતમાં દલીલ બલ્કે સ્પષ્ટતા છે કે "સમકક્ષ માનવા માટેનો આધાર વંશ કે કુળમાં નહીં બલ્કે માત્ર અને માત્ર દીનમાં છે." આ આયતનું ઉતરાણકાળ પણ વિચારણામાં લેવા યોગ્ય છે. હઝરત અબૂ હિંદ રદિ. મુક્ત કરાયેલ ગુલામ અને વ્યવસાયની દૃષ્ટિએ હજ્જામ-રૂમડી મૂકનાર હતા. હુઝૂર સ.અ.વ.એ આરબના પ્રતિષ્ઠિત કબીલા બનૂ બયાઝિયાને આદેશ આપ્યો કે તે એમના લગ્ન પોતાની કોઈ દીકરી સાથે કરી દે. આ વાત બનૂ બયાઝિયાના લોકોને ન ગમી. એમણે કહ્યું, "અમે પોતાની દીકરીના લગ્ન ગુલામ સાથે કરી દઈએ?" આ સંદર્ભે આ આયતનું ઉતરાણ થયેલ છે.

કુર્આનની આ આયતમાં જે હકીકતનું વર્ણન થયું છે તેનું હુઝૂર સ.અ.વ.એ પોતાના વિવિધ આદેશોમાં વધુ સ્પષ્ટતાપૂર્વક વર્ણન કર્યું છે. આપ સ.અ.વ.એ હજ્જતુલ-વિદાઅના ખુત્બામાં ફરમાવ્યું :

"લોકો! ચેતી જાઓ કે તમારો રબ એક છે, અને તમારો પિતા પણ એક. તેથી કોઈ આરબને કોઈ અજમી-બિન આરબ - ઉપર અને કોઈ અજમી-બિનઆરબ - ને કોઈ આરબ ઉપર અથવા કોઈ ગોરાને કોઈ કાળા અને કોઈ કાળાને કોઈ ગોરા ઉપર કોઈ શ્રેષ્ઠતા નથી, સિવાય સંયમ. નિઃશંક દરેક મુસ્લિમ બીજા મુસ્લિમનો ભાઈ છે અને તમામ મુસ્લિમો પરસ્પર ભાઈ-ભાઈ છે." (અબૂદાઉદ)

આપ સ.અ.વ.એ આદેશ ફરમાવ્યોઃ

● "અલ્લાહે અજ્ઞાનતા કાળના અભિમાન અને બાપ-દાદા ઉપર ગર્વને નાબૂદ કરી દીધાં છે, હવે કોઈ વ્યક્તિ કાં તો સદાચારી મો'મિન હશે અથવા તો અભાગી ગુનેગાર." (મિશ્કાત)

● "જે વ્યક્તિને એનો કર્મ પાછળ ધકેલી દે, તેને એનું કુળ આગળ નથી ધપાવી શકતું." (તિર્મિઝી)

● "કુળ અને વંશ ઉપર અભિમાન કરવું અજ્ઞાનતાની વાતો પૈકી છે." (મુસ્લિમ)

● "મુસલમાનની ઇજ્જત એનો તકવા (સંયમ-ધર્મનિષ્ઠા) છે અને એનું દીન જ એનું વંશ અને કુળ છે."

● "તમારા એ વંશો પૈકી કોઈની ઉપર ટોણો મારી શકાતો નથી. તમારા પૈકી દરેક વ્યક્તિ બીજાની એટલી જ સમાન છે જેવી રીતે એક ભરેલું સાઅ (વજનનું એક માપ) બીજા ભરેલા સાઅ સમાન હોય છે. દીન અને તકવાની ફઝીલત સિવાય કોઈને બીજા ઉપર કોઈ શ્રેષ્ઠતા નથી." (મુસ્નદ અહમદ, બયહકી)

● "સ્ત્રીઓ સાથે એમની સુંદરતાના કારણે નિકાહ ન કરો. સંભવ છે કે તેમની સુંદરતા એમને બગાડના માર્ગે મૂકી દે. અને એમની ધન-સંપત્તિના આધારે પણ એમની સાથે લગ્ન ન કરો, બની શકે છે કે એમનું ધન એમને બંડખોરી અને અભિમાનમાં સંડોવી દે, પરંતુ દીન અને ચારિત્ર્યના કારણે એમની સાથે લગ્ન કરો. કાળી નોકરડી જે દીન અને ચારિત્ર્યથી સજ્જ હોય એ વધુ સારી છે." (ઇબ્નેમાજહ)

● "જેણે ઇજ્જત ખાતર કોઈ સ્ત્રી સાથે લગ્ન કર્યા, અલ્લાહ એના અપમાનને વધારી દેશે અને જેણે સંપત્તિ માટે કોઈ સ્ત્રી સાથે લગ્ન કર્યા અલ્લાહ તેનું ઓશિયાળાપણું વધારી દેશે. અને જે વંશ અને કુળના કારણે લગ્ન કરશે અલ્લાહ એના પતન અને અપમાનમાં વધારો કરી દેશે. અને જો કોઈ મહિલા સાથે લગ્ન એ

ઇરાદાથી કરે કે તેની નજર નીચી રહે, તેના ગુપ્તાંગો સુરક્ષિત બની જાય અથવા સંબંધ જોડવામાં આવે તો અલ્લાહ બન્નેના આ લગ્નમાં બરકત આપશે." (તિબરાની)

● "જ્યારે તમને કોઈ એવી વ્યક્તિ મળી જાય જેની દીની સ્થિતિ બાબતે તમે સંતુષ્ટ હોવ તો તમે એની સાથે પોતાની દીકરીઓના નિકાહ કરી દો. જો તમે આમ નહીં કરો તો પૃથ્વી ઉપર અરાજકતા અને બગાડ વ્યાપી જશે. સહાબા રદિ.એ અરજ કરી : હે અલ્લાહના રસૂલ સ.અ.વ., જો એમાં ગરીબી અથવા પ્રણાલિકાગત કફાઅત બાબતે કોઈ ખામી હોય તો પણ? જવાબમાં આપ સ.અ.વ.એ ત્રણ વખત કહ્યું, જ્યારે તમને કોઈ એવી વ્યક્તિ મળી જાય જેની દીની સ્થિતિથી તમે સંતુષ્ટ હોવ તો તેની સાથે પોતાની દીકરીઓના નિકાહ કરી દેવાનું રાખજો." (તિર્મિઝી)

● "તમે સૌ આદમની સંતાન છો અને આદમ માટીમાંથી બન્યા હતા. લોકો પોતાના પૂર્વજો (બાપ-દાદા) ઉપર ગર્વ કરવાનું ત્યજી દે, નહીંતર તેઓ અલ્લાહની નજરમાં એક તુચ્છ જંતુ કરતાં પણ વધુ અપમાનિત બની જશે." (બઝ્ઝાર)

● "આપ સ.અ.વ.ને અજ્ઞાનતા અંગે પ્રશ્ન પૂછવામાં આવ્યો તો આપ સ.અ.વ.એ આદેશ આપ્યો કે એને જતું કરો, કારણ કે એ બદબો (દુર્ગંધ) છે." (મુસ્લિમ)

અજ્ઞાનતાપૂર્ણ પક્ષપાત અંગે અલ્લાહ અને તેના રસૂલ સ.અ.વ.ના આ અંતિમ અને સ્પષ્ટ આદેશો અને તાલીમ છતાં આજે હિંદુસ્તાનમાં અપ્રમાણભૂત અને ઉપજાવી કાઢવામાં આવેલ અને મુન્કર★ રિવાયતો વડે દલીલબાજી કરીને વંશ, વ્યવસાય અને જ્ઞાતિ-બિરાદરીની દૃષ્ટિએ મુસ્લિમોને શરીફ (કુલીન, ઉચ્ચ) અને રઝીલ (નિમ્ન કક્ષાની) બિરાદરીઓમાં વહેંચી દેવામાં આવ્યા છે. દીનદારી અને તકવા (ધર્મનિષ્ઠા)ને મુખ્ય હૈસિયત આપવાને બદલે તેને ગૌણ હૈસિયત આપવામાં આવી છે. દીનમાં જે વસ્તુ માત્ર ઓળખ અને પરિચય માટે હતી તેને માન-અપમાનનું માપદંડ બનાવી દેવામાં આવી છે. શ્રેષ્ઠતા અને મોટાઈને વ્યવસાય અને જ્ઞાતિ સાથે સાંકળી દેવામાં આવ્યાં છે, અને જે બાબતો ઉપર ગર્વ અને અભિમાનને

---

★ એ હદીસ જેનો રિવાયતકર્તા ઘણી ભૂલો કરતો હોય, બેદરકારી દાખવતો હોય અને તેને વહેમ હોય અથવા એની રિવાયત પ્રામાણિક લોકોની રિવાયતથી વિરુદ્ધ હોય અથવા તે દુરાચારી અને બિદ્અતી હોય.

અલ્લાહ અને તેના રસૂલ સ.અ.વ.એ અજ્ઞાનતાપૂર્ણ વર્તન અને હરામ ઠેરવ્યા હતાં એને જ આજે કુલીનતા અને નિમ્નતાના માપદંડ બનાવી દેવામાં આવી છે.

લગ્ન અને વિવાહમાં જે બાબતોને શરીઅતે ગૌણ સ્થાન આપ્યું હતું આજે એને જ મૂળભૂત મહત્ત્વ અને સ્થાન આપવામાં આવે છે. માની લીધેલ નીચલી જ્ઞાતિ સાથે ઉચ્ચ (કુલીન) જ્ઞાતિના લગ્ન-સંબંધને હવે પસંદગીની નજરે જોવાતાં નથી. લગ્ન અને વિવાહના વ્યવહારો જ્ઞાતિઓમાં જ થાય છે. જ્ઞાતિ બહાર લગ્ન કરનારાઓ મોટે ભાગે સામાજિક બહિષ્કારના ભોગ બને છે. આજે ભારતમાં મુસલમાનો વચ્ચે જ્ઞાતિ-બિરાદરીવાદની જે વ્યવસ્થા પ્રચલિત છે તેમાં જાતિ-જ્ઞાતિ અને વ્યવસાય કેન્દ્ર સ્થાને છે. જ્ઞાતિની આ વ્યવસ્થા જ્ઞાતિ અને જાતિની એ વ્યવસ્થાં સાથે મહદ્ અંશે સમાનતા ધરાવે છે જે હિંદુઓમાં પ્રચલિત છે.

અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે એ અંતિમ નબી સ.અ.વ. કે જેઓ દુનિયામાંથી વંશ અને કુળ ઉપર ગર્વ-અભિમાન સાથે અજ્ઞાનતાપૂર્ણ તમામ ભેદભાવો અને તફાવતોની નાબૂદી માટે આવ્યા હતા તેમની ઉમ્મત આજે અજ્ઞાનતાના એ જ બગાડ અને અરાજકતાનો ભોગ બની છે અને મૂળ માર્ગથી વિચલિત થઈ ગઈ છે. આપ સ.અ.વ.એ પોતે આ બાબત સામે ચેતવણી ઉચ્ચારી આમ કરવાની મનાઈ ફરમાવી હતી; કારણ કે વંશ અને કુળના ભેદભાવ અને તેના આધારે ગર્વની લાગણી નાબૂદ કરવાનો તો આપ સ.અ.વ.ને પયગંબર તરીકે દુનિયામાં મોકલવાનો આશય હતો.

ઉમ્મતનું આ વિચલન અનેક દુન્યવી પરિબળોને આભારી છે. આ પૈકી એક કારણ તો એ છે કે એક વિશિષ્ટ યુગમાં ઇસ્લામી ફિકહનું સંપાદન હાથ ધરવામાં આવ્યું હતું તેથી કુફ્ અંગે કુળ-વંશ અને જ્ઞાતિ-બિરાદરીનું મહત્ત્વ સ્થાપિત થઈ ગયું જો કે દીનમાં આ વસ્તુનું કોઈ મહત્ત્વ ન હતું. પુરોગામી આલિમોએ પણ આ બાબતની ચકાસણી કરવાની દરકાર ન કરી અને તેને એક સ્વીકૃત દીની બાબત તરીકે માન્ય રાખી અને શરીઅતમાં કફાઅત દ્વારા જે મૂળભૂત બાબત ઇચ્છિત હતી તેના બદલે વંશ અને કુળ અને આપમેળે બનાવેલ કોમો અને જ્ઞાતિઓને પણ મહત્ત્વ મળી ગયું. લગ્ન અને વિવાહમાં શરીઅતે જે કફાઅત શોધવાનું અનિવાર્ય ઠરાવ્યું હતું એ તો માત્ર દીનદારી (ધાર્મિકતા) અને તકવા (ધર્મનિષ્ઠા) છે. અને આ બાબત કુર્આન અને હદીસથી પણ પુરવાર થયેલ છે, અને આને જ ધ્યાનમાં રાખવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે. માલિકી ફિકહના વિદ્વાનો તો કફાઅત

માટે દીનદારી અને તકવા સિવાયની બીજી કોઈ શરત માન્ય રાખતા જ નથી, કારણ કે એ કુર્આન અને સુન્નતથી પુરવાર થયેલ નથી.

માલિકી મસ્લક સિવાયના અન્ય ફિકહવેત્તાઓ જે બાબતોને કુફુ માટેની શરત ગણે છે એ દીનદારી અને તકવા પછી ઈચ્છનીય અને પસંદગી પાત્ર બાબતોની શ્રેણીમાં આવે છે. આ બાબતોને શરતનો દરજ્જો આપી શકાય નહીં, કારણ કે એ સહીહ (પ્રમાણભૂત) અને સ્પષ્ટ 'નસ્સ'થી પુરવાર થયેલ નથી, (નસ્સઃ એવી હદીસ જે પ્રમાણભૂત પણ હોય અને કફાઅત અંગેની તેની દલીલ સ્પષ્ટ પણ હોય) બલ્કે એ રિવાજ, ટેવ અને સલાહ ભરેલ હોવા અંગે ઉલમાનો ઈજતેહાદ છે. ઈસ્લામી શરીઅતમાં તેનું સ્થાન ગૌણ છે અને તેનું સ્થાન કુર્આન અને પ્રમાણભૂત હદીસો પછી આવે છે. તેનો દરજ્જો સ્વતંત્ર તથા કુર્આન અને હદીસની વિરુદ્ધ ન હોઈ શકે. આથી ડૉ. વહબ અઝ્ઝુહૈલી લખે છે કે ઉર્ફ - પ્રચલિત રિવાજ - વલણ એ જ સ્વીકાર્ય છે જે સહાબાએ કિરામ રદિ. અને એમના પુરોગામીઓમાં પ્રચલિત હોય અને શરીઅતની નસ્સ અને ફિકહના મૂળભૂત સિદ્ધાંતોની વિરુદ્ધ ન હોય. (ઉસૂલુલફિકહ અલ ઈસ્લામી, ભાગ-૨, પાન-૮૩૧)

ઉર્ફે ફાસિદની વ્યાખ્યા અલ્લામહ ઝહરા આ મુજબ કરે છેઃ

"ઉર્ફે ફાસિદ એ છે જે નસ્સેકતઈ અર્થાત્ કુર્આન અને સુન્નતના સ્પષ્ટ આદેશોની વિરુદ્ધ હોય." (ઉસૂલુલફિકહ, પાન. ૨૫૫)

મોઅ્તબર મસ્લેહત (સલાહ ભરેલ બાબત જે ગણતરીમાં લેવાય) કઈ છે એની વ્યાખ્યા ઈમામ શાતેબી રહ.એ આમ કરી છે : "મસાલેહ અને મફાસિદથી મસાલેહ (ભલાઈ, હિત) અને એ મફાસિદ (અહિત, બગાડ) અભિપ્રેત છે જે ઈસ્લામી શરીઅતમાં વિશ્વાસપાત્ર હોય, નહીં કે એ જે સ્વભાવને અનુરૂપ અને વિરુદ્ધ હોય." (અલમુવાફિકાત)

કેટલાક ફિકહવેત્તાઓના ઈજતેહાદ (નિયત સિદ્ધાંતો મુજબ શરઈ આદેશોની તારવણી) અને મધ્યકાલીન યુગમાં પ્રચલિત વિશિષ્ટ સામાજિક પરિબળોના કારણે આજે ઉમ્મત વચ્ચે વંશ અને કુળ તથા વ્યવસાયના આધારે શરીફ (કુલીન, ઉચ્ચ) અને રઝીલ (નિમ્ન) કોમો-જ્ઞાતિઓ અને બિરાદરીઓ અસ્તિત્વમાં આવી છે. પ્રાચીન ફિકહવેત્તાઓએ જે બાબતો કફાઅત માટેની શરત ગણાવી હતી એ આધુનિક ફિકહવેત્તાઓના અભિપ્રાયમાં નિકાહની શરત બની ગઈ છે જો કે શરીઅતની દષ્ટિએ નિકાહની કાયદેસરતા માટે માત્ર મુસ્લિમ હોવું જ પૂરતું છે, બન્નેનું કુફુ

(સમકક્ષ, સમોવડિયું) હોવું નિકાહની શરત નથી. કુફુની શરતોનો સંબંધ નિકાહ સાથે નથી બલ્કે એના અમલી બન્યા બાદ ચાલુ રહેવા અને સુમેળપૂર્ણ જીવન સાથે છે. વંશ-કુળ નિકાહની શરત હોવા અંગે મુફતી કિફાયતુલ્લાહ સાહેબનો અભિપ્રાય નીચે મુજબ છે :

"કુર્આનની નસ્સ અને સહાબા રદિ. અને સદાચારી અનુગામીઓનો સર્વ સામાન્ય વ્યવહાર એ બાબતની નિર્ણાયક દલીલ છે કે નસ્સ-વંશની કફાઅત, પોતાની મેળે, નિકાહ અમલમાં આવવાની શરત નથી." (કિફાયતુલમુફતી, ભાગ-૧, પાન-૨૨)

આ સૈદ્ધાંતિક અને મૂળભૂત સ્પષ્ટતા પછી હવે આપણે એ હદીસોની ચકાસણી કરીશું જેનો આધાર લઈ ફિકહવેત્તાઓએ કફાઅત અંગે દલીલ કરી છે. આ ચકાસણી મૌલાના મસૂઊદઆલમ ફલાહીના લેખ **"મસ્સલએ કફાઅત"**માંથી ટાંકવામાં આવેલ છે, જે **"ઝિંદગીએ નવ"**ના સપ્ટેમ્બર અને નવેમ્બર, ૨૦૦૨ અને ફેબ્રુઆરી અને માર્ચ, ૨૦૦૩ અને જુલાઈ, ૨૦૦૩માં પ્રકાશિત થયેલ છે. (વધુ વિગતોમાં રસ ધરાવનારા વાચકો ત્યાં જોઈ શકે છે.)

કફાઅત માટેની બાબતો-મુદ્દાઓ અંગે ચારેય ફિકહવેત્તાઓ વચ્ચે મતભેદ પ્રવર્તે છે. હનફી ફિકહ મુજબ કફાઅતના ૬ મુદ્દા છે : દીનદારી, વંશ-કુળ, વ્યવસાય, આઝાદી, નવમુસ્લિમ અને વારસાગત મુસ્લિમ.

શાફઈ અને માલિકી ફિકહમાં પણ આ જ બાબતો નજીવા ફેરફાર સાથે સ્વીકારવામાં આવી છે. પરંતુ માલિકી ફિકહમાં કફાઅત માટે એક જ શરત દીનદારી અને તકવા (સંયમ, ધર્મનિષ્ઠા)ની હોવાનો અભિપ્રાય મક્કમતાપૂર્વક ધરાવવામાં આવે છે.

**દીનદારી અને તકવામાં કફાઅત :**

દીનદારી અને કફાઅત અંગે ફિકહવેત્તાઓ નીચેની આયતો અને હદીસો વડે દલીલ કરે છે. ચારેય ફિકાહ સંપ્રદાય/ મસ્લકના વિદ્વાનો આ અંગે એકમત છે.

"ગંદી સ્ત્રીઓ ગંદા પુરુષો માટે લાયક હોય છે, અને ગંદા પુરુષો ગંદી સ્ત્રીઓ માટે લાયક હોય છે, અને પાક (પવિત્ર) સ્ત્રીઓ પાક પુરુષો માટે લાયક હોય છે અને પાક પુરુષો પાક સ્ત્રીઓ માટે લાયક હોય છે." (સૂરઃનૂર-૨૬)

• "અલ્લાહની નજીક તમારા પૈકી સૌથી વધુ ઇજ્જતવાળા એ છે જે તમારા પૈકી સૌથી વધુ પરહેઝગાર-સંયમી છે." (સૂરઃઅલ હુજુરાત-૧૩)

● "જ્યારે તમારી પાસે એવા છોકરાનું (લગ્ન માટેનું) માગું આવે જેના દીન અને ચારિત્ર્યને તમે પસંદ કરતા હોવ તો એની સાથે સગપણ કરી દો. જો તમે આમ નહીં કરો તો પૃથ્વી ઉપર મહાન ફિત્નો (અવ્યવસ્થા) અને બગાડ પેદા થશે." (તિર્મિઝી)

● "સ્ત્રી સાથે ચાર કારણોના આધારે લગ્ન કરવામાં આવે છે. એના ધનના કારણે અથવા તો વંશ અને કુળના કારણે અથવા સૌંદર્યના કારણે, અથવા દીન અને તકવા (ધર્મનિષ્ઠા, સંયમ)ના કારણે, તો તમે દીનદાર સ્ત્રી સાથે લગ્ન કરી સફળ બની જાઓ, અલ્લાહ તમારૂં ભલું કરે." (બુખારી, મુસ્લિમ)

**ધનમાં કફાઅત :**

ધન-માલમાં સમાનતાના વિશ્વસનીય હોવા કે ન હોવા અંગેની ફિકહની રિવાયતો વચ્ચે મતભેદ પ્રવર્તે છે. એક રિવાયતમાં બન્નેના સમાન હોવાની શરત છે, બીજીમાં નથી. ફત્હુલકદીરમાં લખ્યું છે કે "સાચી વાત એ છે કે જે વ્યક્તિ પત્નીને દરરોજ કમાણી કરી ખવડાવવાની શક્તિ ધરાવતી હોય એ ધનવાન સ્ત્રીની કુફ્‌ છે."

ફિકહના જે વિદ્વાનો ધનને વિશ્વસનીય ગણે છે તેઓ નીચેની હદીસો વડે દલીલ કરે છે :

● "હઝરત ફાતિમા બિન્તે કૈસ રદિ.ની હદીસ કે જેમાં આપ સ.અ.વ.એ એમને મુઆવિયહ રદિ. સાથે લગ્ન ન કરવાની સલાહ આપતાં આદેશ આપ્યો હતો કે : મુઆવિયહની બાબતને લાગે વળગે છે ત્યાં સુધી એ તો ફકીર વ્યક્તિ છે, તેમની પાસે કશો જ ધન નથી." (તિર્મિઝી)

● "હસ્બ-કુળ-માલદારીનું નામ છે અને કરમ (દયા-કૃપા-ઉદારતા) તકવાનું." (તિર્મિઝી)

● "નિઃશંક દુનિયાદારોનું કુળ જેની તરફ તેઓ વળે છે, ધન છે." (નસાઈ, બયહકી)

ઉપર્યુક્ત ત્રણેય હદીસો પ્રમાણભૂત છે, પરંતુ ધનમાં કુફ્‌ (સમકક્ષતા) અંગે એના વડે દલીલ કરવી કેટલાક કારણોસર સ્પષ્ટ નથી.

ફાતિમા બિન્તે કૈસ રદિ. જેઓ અગાઉ ધનવાન વ્યક્તિના નિકાહમાં હતા હુઝૂર સ.અ.વ. પાસે સલાહ લેવા ઉપસ્થિત થયાં અને પૂછ્યું કે હું મુઆવિયહ રદિ. અને ઉસામહ બિન ઝૈદ બન્નેમાંથી નિકાહ માટે કોને પસંદગી આપું? હુઝૂર

સ.અ.વ.એ એને ઉસામા બિન ઝૈદ રદિ. સાથે નિકાહ કરવાનો આદેશ આપ્યો અને હઝરત મુઆવિયહ રદિ. વિષે જે કાંઇ આદેશ આપ્યો તેનાથી ફિકહવેત્તાઓ આ દલીલ કરે છે. પરંતુ હુઝૂર સ.અ.વ.ની આ સલાહ ફાતેમા બિન્તે કૈસ રદિ.ના વિશિષ્ટ સંજોગો ધ્યાને લેતાં વિશિષ્ટ સલાહ હતી. તેથી આ હદીસ વડે ધનમાં કુફુની દલીલ કરવી યોગ્ય અને સ્પષ્ટ નથી.

વળી જો આ હદીસ વડે ધનના કુફુ હોવા અંગે દલીલ કરવામાં આવે તો એ સહીહ-પ્રમાણભૂત હદીસ **"ઈઝા જાઅકુમ મન તરદૌન દીનુહુ"**ની વિરુદ્ધ થઈ જાય છે. અને હુઝૂર સ.અ.વ.ની હદીસો પરસ્પર વિરોધાભાસી હોઈ શકે નહીં. આ જ કારણે મુલ્લા અલી કારીએ લખ્યું છે કે આ હદીસ ધનના કુફુ હોવા અંગેની કોઈ દલીલ નથી.

બીજી અને ત્રીજી હદીસ વડે એટલા માટે દલીલ નથી કરી શકાતી કે એમાં હુઝૂર સ.અ.વ.એ દુનિયાદારો અંગે સમાચાર આપ્યા છે કે દુનિયાદાર લોકો લગ્ન-વિવાહમાં દીન અને તકવાની સરખામણીમાં ધનને પસંદગી આપે છે. આ બાબત "અનૂઅહસાબુદ્દુનિયા" શબ્દો વડે પણ સ્પષ્ટ થાય છે. પછી બીજી હદીસમાં "અલકરમ" "અત્તકવા" શબ્દો વડે એ સ્પષ્ટ કરી દીધું છે કે ધન નહીં બલ્કે દીનદારી અસલ (કુફુ) છે.

હુઝૂરે અકરમ સ.અ.વ. અને સહાબા રદિ.ના ઉદાહરણ દ્વારા પણ દીનદારીની બાબતને સમર્થન મળે છે.

હુઝૂર સ.અ.વ.નું પોતાનું ઉદાહરણ આમણી સમક્ષ છે. આપ સ.અ.વ.એ હઝરત સફિય્યહ રદિ.ને મુક્ત કરાવી એમની સાથે નિકાહ કર્યા હતાં.

હઝરત અબૂ બક્ર રદિ. જેવી ધનવાન વ્યક્તિએ પોતાની દીકરી અસ્મા રદિ.ના લગ્ન અત્યંત ગરીબ વ્યક્તિ ઝુબૈર બિન અવ્વામ રદિ. સાથે કરી દીધા હતાં. તેઓ પોતે વર્ણન કરે છે કે ઝુબૈર પાસે મારા લગ્ન વખતે કાંઈ પણ ન હતું. ન જમીન, ન ધન અને ન ગુલામ. માત્ર એક ઊંટ અને એક ઘોડો હતો અને હું ઘોડાની દેખરેખ રાખતી હતી. (બુખારી)

અબ્દુલ્લાહ બિન મસ્ઊદ રદિ. નાદાર હતા અન એમની પત્ની ઝૈનબ બિન્તે - અબી મુઆવિયા માલદાર હતાં. તેમણે હુઝૂર સ.અ.વ.ને પૂછ્યું કે જો હું મારૂં ધન પોતાના પતિ ઉપર ખર્ચ કરૂં તો શું મને સદ્કાનું પુણ્ય મળશે? આપ સ.અ.વ.એ ફરમાવ્યું, બમણો બદલો મળશે, એક સગપણનો અને એક સદ્કાનો. (મુસ્લિમ)

**વ્યવસાયમાં કફાઅત :** ફુકહા એમ જણાવે છે કે જેમ નસ્બ-વંશમાં કફાઅતનો સ્વીકાર કરવામાં આવ્યો છે એ જ રીતે વ્યવસાયમાં પણ રહેશે. આથી એમના મતે નિમ્ન વ્યવસાયવાળા હજ્જામ - રૂમડી મૂકનાર - ધોબી અને વાળંદ વગેરે, ઉચ્ચ વ્યવસાયવાળા જેમકે વેપારી, બજાજ (કાપડિયા) વગેરેની દીકરીના સમકક્ષ હોઈ શકતા નથી. આવી જ રીતે વેપારી અને બજાજ વગરે આલિમ અને કાઝીના કુફુ (સમકક્ષ) હોઈ શકતા નથી.

ફિકહવેત્તાઓ એમ પણ કહે છે કે વ્યવસાયનો ઇતબાર ઉર્ફ - રિવાજ - અને આદતના આધારે કરવામાં આવશે અને તેમાં સમય - સંજોગો મુજબ પરિવર્તન થતો રહેશે.

પરંતુ ઇમામ માલિક રહ. વ્યવંસાયનો ઇતબાર (વિશ્વાસ) નથી રાખતા (અર્થાત્ વ્યવસાયને શરત તરીકે ભરોસાપાત્ર માનતા નથી). એમના મતે જેમ ધન હંમેશાં કોઈની સાથે વળગી નથી રહેતું, એવી જ રીતે વ્યવસાય પણ કોઈની જોડે વળગી નથી રહેતું. ઇમામ અબૂહનીફા રહ. પણ આ બાબતે ઇમામ માલિક રહ. સાથે સંમત થયેલ છે. એમની દલીલ એ છે કે વ્યવસાય અંગે જે હદીસના આધારે દલીલ કરવામાં આવે છે એ શાઝ (એ રિવાયત કે જેમાં વિશ્વસનીય રિવાયતકર્તા પોતાના કરતાં વધુ મજબૂત રિવાયતકર્તાનો વિરોધ કરતો હોય.) અને વધુ માત્રામાં થતા વ્યવહારોમાં આવી રિવાયત વડે દલીલ કરી શકાતી નથી.

જે ફિકહવેત્તાઓ વ્યવસાય ને વિશ્વસનીય ગણે છે (અર્થાત્ તેની ઉપર વિશ્વાસ રાખી નિર્ણય લેવાને યોગ્ય ગણે છે) તેઓ ઇબ્નેઉમર રદિ.ની આ હદીસ વડે દલીલ કરે છે કે હુઝૂર સ.અ.વ.એ આદેશ આપ્યો :

● "આરબના કેટલાક કેટલાકના સમકક્ષ છે, અને અજમ (આરબ સિવાયના પ્રદેશના લોકો)ના કેટલાક કેટલાકના કુફુ (સમકક્ષ) છે, સિવાય કે વણકર અને હજ્જામ - રૂમડી - મુકનાર."

હદીસના વિદ્વાનોના સંશોધન મુજબ આ હદીસ અપ્રમાણભૂત, ઉપજાવી કાઢેલી અને અસત્ય છે. તેથી આના વડે દલીલ કરી શકાય નહીં.

ઇમામ ઇબ્નેકૈયિમ રહ.એ રિવાયતની દૃષ્ટિએ પ્રમાણભૂત અને ઉપજાવી કાઢેલ હદીસોના સંશોધન માટે જે સામાન્ય નિયમોનું વર્ણન કર્યું છે એ નિયમો મુજબ ચકાસણી કરતાં પણ આ હદીસ પ્રમાણભૂત નથી. આ અંગેનો પહેલો સામાન્ય નિયમ આ છે :

એ દરેક હદીસ જે વણકર, મોચી અથવા કોઈ હલાલ વ્યવસાયની વગોવણીમાં આવેલ હોય એ હુઝૂર સ.અ.વ.ની હદીસ નથી, બલ્કે આપની ઉપર આળ-તહોમત - છે કારણ કે અલ્લાહ અને એના રસૂલ સ.અ.વ. શરીઅતે પરવાનગી આપેલ વ્યવસાયોને વખોડે નહીં.

બીજો સામાન્ય નિયમ જેમાં આરબ શબ્દ આવ્યો છે એ ઉપજાવી કાઢેલો છે. આમાં એ હદીસ અપવાદ છે જેમાં કહેવામાં આવ્યું છે કે કોઈ આરબને કોઈ બિન-આરબ ઉપર શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી, સિવાય કે તકવાના આધારે. કેમ કે ઈમામ અહમદે આની રિવાયત સાચી સનદ (હદીસની રિવાયત કરનારાઓનો ક્રમ) સાથે કરી છે.

આ ઉપજાવી કાઢેલી હદીસ કુર્આન, પ્રમાણભૂત હદીસ અને હુઝૂર સ.અ.વ. અને આપ સ.અ.વ.ના સહાબા રદિ.ના ઉદાહરણ-આચરણ-ની વિરુદ્ધ છે. અલ્લાહતઆલાનો આદેશ છે :

● "દુન્યવી જિંદગીમાં માનવીની રોજી અમે જ વહેંચી રાખી છે અને અમે એકને બીજા ઉપર અગ્રતા અને પ્રાધાન્ય આપી રાખ્યા છે જેથી તેઓ એકબીજાની સેવા લે." (સૂરઃઝુખરૂફ)

● "અને અમે લોખંડને એના (દાઊદ અલૈહિસ્સલામ) માટે નરમ બનાવી દીધો, એ આદેશ સાથે કે બખ્તર બનાવે અને એના અંકોડા યોગ્ય અંદાજ પ્રમાણે રાખે." (સૂરઃ સબા - ૧૦,૧૧)

ઈમામ રાઝી સૂરઃ ઝુખરૂફની તફસીરમાં લખે છે કે જો અલ્લાહતઆલા તમામ માનવોને દરેક બાબતમાં સમાન બનાવી દે તો કોઈ કોઈની સેવા ન કરે. આવી પરિસ્થિતિમાં દુનિયાનું તંત્ર બરબાદ થશે અને નાશ પામશે.

હુઝૂર સ.અ.વ.એ આદેશ આપ્યોઃ

● "પોતાના હાથની કમાણી કરતાં સારૂં રિઝ્ક-રોજી - કોઈએ નથી ખાધું, એટલે સુધી કે નબી દાઊદ અલૈહિસ્સલામ પણ પોતાના હાથની કમાણી ખાતા હતા."

● "હુઝૂર સ.અ.વ.ને પૂછવામાં આવ્યું કે કઈ કમાણી સૌથી વધુ પવિત્ર છે તો આપ સ.અ.વ.એ ફરમાવ્યું, વ્યક્તિનું પોતાના હાથ વડે કામ કરવું અને પવિત્ર વેપાર." (બઝ્ઝાઝ, હાકિમ)

અલ્લાહના નબી ઝકરિય્યહ અલૈહિસ્સલામ સુથારી કામ કરતા હતા. ખુદ હુઝૂરે અકરમ સ.અ.વ. મહેનતાણું લઈ બકરીઓ ચારતા હતાં.

હુઝૂર સ.અ.વ.એ ફરમાવ્યું : "અલ્લાહે કોઈ નબી એવો નથી મોકલ્યો જેણે

બકરીઓ ચારી ન હોય. સહાબા રદિ.એ અરજ કરી શું આપે પણ બકરીઓ ચારી છે? આપ સ.અ.વ.એ ફરમાવ્યું : "હા, હું મક્કાવાળાઓની બકરીઓ મહેનતાણું લઈ ચારતો હતો" (બુખારી)

હઝરત સલ્માન ફારસી રદિ. ખજૂરીના પાંદડાની ચટાઈ વણતા હતા. હઝરત ઐયૂબ અન્સારી રદિ.નો વ્યવસાય વણાટકામનો હતો. એક સહાબી અબૂહિંદ પૂમડી મૂકવાનો વ્યવસાય કરતા હતાં. તેમણે આપ સ.અ.વ.ના શરીરમાંથી દૂષિત લોહી કાઢ્યું તો આપ સ.અ.વ.એ ઈર્શાદ ફરમાવ્યો:

● "જો કોઈ વ્યક્તિ એવી વ્યક્તિને જોવા ઇચ્છે જેના હૃદયમાં અલ્લાહે ઈમાન દૃઢ કરી દીધું હોય તો અબૂહિંદને જુએ." (ઇબ્નેમાજહ)

આ આયતો અને હદીસોના આધારે ઉલમાએ વ્યવસાયને ફર્ઝે કિફાયહ ઠરાવ્યો છે. તેથી ઇમામ ગઝ્ઝાલી રહ. લખે છે :

ફર્ઝે કિફાયહ એ દરેક વિદ્યા અને હુન્નર છે જેની વ્યક્તિને દુન્યવી બાબતોમાં જરૂર પડે છે જેમકે આરોગ્યશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રનું જ્ઞાન વગેરે. આ એવી વિદ્યાઓ છે કે જો કોઈ શહેર એના જાણકારોથી ખાલી રહી જાય તો લોકોને મુશ્કેલીઓ વેઠવી પડશે. આંવી જ રીતે મૂળભૂત મહત્ત્વના કામો અને ઉદ્યોગો પણ ફર્ઝે-કિફાયહ છે જેમકે ખેતી, વણાટ, શિવણ કામ અને પૂમડી મૂકવાનું કામ વગેરે. જો કોઈ શહેર આ પ્રકારના હુન્નરવાળાઓથી ખાલી થઈ જશે તો લોકો મુશ્કેલીમાં મુકાઈ જઈને મરી જશે. (અલઅહ્યા)

હઝરત મખ્દૂમ અશરફ સમનાનીએ પોતાના પ્રવચનોમાં કહ્યું હતું, "મોટા ભાગના નબીઓ અ.સ. કોઈ ને કોઈ ધંધા સાથે સંકળાયેલા રહ્યાં છે તેથી ધંધાને અપમાનજનક સમજવું એક પ્રકારનો કુફ્ર છે."

મુફ્તી કિફાયતુલ્લાહ રહ. ફરમાવે છે કે વ્યવસાયના આધારે કોઈને ઊતરતી કક્ષાના ગણવા ઇસ્લામના આદેશો અને શિક્ષણની વિરુદ્ધ છે. મુસલમાનોમાં આ રોગ હિંદુઓ સાથેના સંપર્કના કારણે આવ્યો છે જેણે ઇસ્લામની એકતાના ટુકડે ટુકડાં કરી દીધાં છે.

**નવ મુસ્લિમ અને વારસાગત મુસ્લિમોની કફાઅત :** નવમુસ્લિમ અને વારસાગત મુસ્લિમો એકબીજાના કુફુ ન હોઈ શકે એ અંગે કુર્આન અને સુન્નત અથવા સહાબા રદિ.ના વર્તનમાં કોઈ ઝઈફ અથવા ઉપજાવી કાઢેલ બાબત અંગે સાબિતી તો દૂર રહી અણસાર સુદ્ધાં નથી મળતો. ફિકહનો આ પ્રશ્ન કુર્આન,

સુન્નત અને સહાબા રદિ.ના આચરણ સાથે સુસંગત નથી. અલ્લાહતઆલાનો આદેશ છે:

"તમે મુશ્રિક (અનેકેશ્વરવાદી) સ્ત્રીઓ સાથે કદાપિ નિકાહ (લગ્ન) ન કરજો, જ્યાં સુધી તેઓ ઈમાન ન લઈ આવે. એક ઈમાનવાળી ગુલામ સ્ત્રી ખાનદાની મુશ્રિક સ્ત્રી કરતાં વધુ સારી છે, ભલે તે તમને ખૂબ જ પસંદ હોય; અને પોતાની સ્ત્રીઓના નિકાહ (લગ્ન) મુશ્રિક પુરુષો સાથે કદાપિ ન કરજો, જ્યાં સુધી તેઓ ઈમાન ન લઈ આવે. એક ઈમાનવાળો ગુલામ પુરુષ ખાનદાન મુશ્રિક પુરુષ કરતાં વધુ સારો છે, ભલે તે તમને ઘણો પસંદ હોય." (સૂરઃ અલ-બકરહ-૨૨૧)

આ આયતમાં સ્પષ્ટ માર્ગદર્શન છે કે જો મુશ્રિક પુરૂષ અને મુશ્રિક સ્ત્રી ઇસ્લામ અંગીકાર કરી લે તો એમની સાથે નિકાહ કરી અને કરાવી શકાય છે. આમાં નવમુસ્લિમ અને વારસાગત મુસ્લિમ પરસ્પર કુફ્ુ (સમકક્ષ) ન હોવાની કોઈ વાત કહેવામાં નથી આવી.

અજમી - બિનઆરબ - સહાબી હઝરત સલ્માન ફારસી રદિ. મુક્ત કરાયેલ ગુલામ હતાં. એમણે ગઝવએ બદ્ર પછી ઇસ્લામ અંગીકાર કર્યો હતો. તેમણે હઝરત અબુબક્ર રદિ. અને હઝરત ઉમર રદિ.ને એમની દીકરીઓ સાથે નિકાહનો સંદેશ મોકલ્યો તો આ બન્ને વડીલોએ એનો સ્વીકાર કરી લીધો, જો કે ફિકહની પ્રણાલિકાની દૃષ્ટિએ જોઈએ તો હઝરત સલ્માન ફારસી તેમના કુફ્ુ ન હતાં. (અલજામેઅ અહકામુલકુર્આન).

હકીકત તો એ છે કે આ ફત્વાએ ઇસ્લામને ઘણું નુકસાન પહોંચાડ્યું છે. આ ફત્વાએ બિનમુસ્લિમોને ઇસ્લામમાં પ્રવેશ કરતાં કઈ રીતે અટકાવ્યાં છે એનું એક ઉદાહરણ અહીં પ્રસ્તુત છે:

"ભારતના ભાગલાં અગાઉ બિજનોર જિલ્લાના નહટોર વિસ્તારના બિનમુસ્લિમ ત્યાગી ચૌધરીઓએ ઇસ્લામ અંગીકાર કરવાનો નિર્ણય કર્યો. તેમણે આ માટે એક શરત મૂકી કે ઇસ્લામ અંગીકાર કર્યા પછી અમારી જ જ્ઞાતિના લોકો જેઓ સદીઓથી મુસલમાન છે અમારી સાથે લગ્ન-વિવાહ કરે. આ શરત અંગે ચર્ચા-વિચારણા કરવા માટે મુસ્લિમ ચૌધરીઓએ મીટીંગ બોલાવી. ત્રણ દિવસની દલીલો પછી નિર્ણય લેવામાં આવ્યો કે ઇસ્લામ અંગીકાર કર્યા પછી તેઓ નવમુસ્લિમ હશે અને અમે વારસાગત મુસ્લિમો છીએ. આથી તેઓ અમારા કુફ્ુ (સમકક્ષ) નથી હોઈ શકતાં. તેથી અમે તેમને ન તો દીકરી આપીશું અને ન એમની દીકરી લઈશું. આ નિર્ણયના કારણે તેમણે ઇસ્લામ અંગીકાર કરવાનો ઇરાદો પડતો

મૂક્યો." (મસ્અલએ કુફુ ઔર ઈશાઅતે ઈસ્લામ ; મૌલાના અબ્દુલહમીદ નૌમાની)

નવમુસ્લિમ અને વારસાગત મુસ્લિમની કફાઅત અંગે લગભગ એકસમાન બે પ્રશ્નોના તદ્દન વિરોધાભાસી જવાબો જુઓ:

**પહેલો પ્રશ્ન :** અગાઉ મારો સંબંધ અન્ય કોમ સાથે હતો. પાંત્રીસ વર્ષ અગાઉ મેં ઈસ્લામ અંગીકાર કર્યો અને હજુ સુધી તેની ઉપર મક્કમ છું. અલ્લાહતઆલાની મહેરબાનીથી નમાઝ-રોઝા નિયમિતપણે કરૂં છું. મારા દીકરાનું સગપણ વારસાગત મુસલમાનની દીકરી સાથે નક્કી થઈ ગયું છે. પરંતુ એમના કેટલાક સંબંધીઓ એવા અજ્ઞાની છે જે એમને બહેકાવે છે અને કહે છે કે એ નવમુસ્લિમ છે એમને છોકરી ન આપવી જોઈએ. આવા લોકો જે આ કામમાં અવરોધ ઉભો કરે છે તેમના માટે શું આદેશ છે?

આ બાબતે મુફ્તી કિફાયતુલ્લાહ રહ. સાહેબનો જવાબ જુઓ :

"જે નવમુસ્લિમ નેક, સદાચારી અને નમાઝ-રોઝાનું પાલન કરતાં હોય એમને છોકરી આપવી જોઈએ બલ્કે પુણ્ય અને વળતરનું કારણ છે. જે લોકો આ કામમાં અવરોધ ઉભો કરે છે તેઓ ભારે ગુનેગાર થશે."

**બીજો પ્રશ્ન :** એક વ્યક્તિ હિંદુ કાયસ્થ જ્ઞાતિની હતી. તેણે ઈસ્લામ અંગીકાર કરી લીધો. નમાઝ નિયમિત પઢે છે અને રોઝા પણ નિયમિત રાખે છે. તે શેખ, સૈયદની છોકરીઓનો કુફુ છે કે કેમ? નવમુસ્લિમ બેનમાઝીઓને પસંદ નથી કરતો. આ સંજોગોમાં શું કરવું જોઈએ?

મુફ્તી અઝીઝુર્રહમાન ઉસ્માનીનો જવાબ :

"શેખ, સૈયદની છોકરીઓ નવમુસ્લિમની કુફુ નથી. અલબત્ત કોઈ નવમુસ્લિમ સ્ત્રી અથવા અન્ય કોમની છોકરી સાથે તેનો નિકાહ થઈ શકે છે. જો બેનમાઝી હોય તો એને સમજાવી નમાઝી બનાવી દેવામાં આવે, નિકાહ માન્ય થઈ જશે, કારણ કે એ મુસ્લિમ છે." (ફતાવા દારૂલઉલૂમ દેવબંદ)

અહીં એ પ્રશ્ન ઉદ્ભવે છે કે એ કારણો શું છે જેના આધારે મુફ્તી કિફાયતુલ્લાહના જવાબ કરતાં મુફ્તી અઝીઝુર્રહમાનનો જવાબ તદ્દન ઉલ્ટો છે જો કે તેઓ બન્ને હનફી અને દેવબંદી છે. બન્નેનો યુગ પણ એક જ છે પરંતુ જવાબ વિરોધાભાસી.

આનું કારણ એ છે કે આજના મુફ્તીઓ મોટા ભાગે કુર્આન અને સુન્નત તથા

ફિકહના વિદ્વાનોના ઈજતેહાદ વચ્ચે દરજ્જા અને મરતબાનો શરીઅતમાં જે તફાવત છે તેને ધ્યાને નથી લેતાં અને બન્નેને દલીલની દૃષ્ટિએ એક અને સમાન કક્ષાના ગણી લે છે.

મુફ્તી કિફાયતુલ્લાહ રહ.એ ફત્વો આપતી વખતે ઉલમાના ઈજતેહાદ ઉપર કુર્આન અને સુન્નતને અગ્રતા આપી છે. આથી તેમનો ફત્વો મુફ્તી અઝીઝુર્રહમાનના ફત્વા કરતાં જુદો છે અને મુફ્તી અઝીઝુર્રહમાને કુર્આન અને સુન્નતના મુકાબલે ઉલમાના ઈજતેહાદને પ્રાધાન્ય આપ્યું છે જો કે દીનમાં ઉલમાનો ઈજ્તિહાદ કુર્આન અને સુન્નતને તાબે હોવો જોઈએ, નહીં કે તેનાથી સ્વતંત્ર.

**વંશ, કુળ અને જ્ઞાતિ-બિરાદરીમાં કફાઅત :** કફાઅતની દલીલોમાં સૌથી મહત્ત્વપૂર્ણ પ્રશ્ન વંશ-કુળ અને બિરાદરી-જ્ઞાતિનો છે. ફિકહના વિદ્વાનોએ માનવોને બે વિભાગમાં વહેંચ્યા છે. તેમના મતે અજમ - બિનઆરબ પુરુષ - આરબ સ્ત્રીનો કુફુ (સમકક્ષ, સમોવડિયો) નથી હોઈ શકતો. બિનઆરબ વિદ્વાન અભણ આરબ સ્ત્રીનો સમકક્ષ નથી થઈ શકતો.

ફિકહના જે વિદ્વાનો એવો અભિપ્રાય ધરાવે છે કે વંશમાં કફાઅત માન્ય રાખવામાં આવશે તેઓ પોતાના મસ્લકના સમર્થનમાં જે દલીલો રજૂ કરે છે તે નીચે મુજબ છે :

પહેલી દલીલ :

હુઝૂર સ.અ.વ.એ ઈર્શાદ ફરમાવ્યો :

"સ્ત્રીઓના નિકાહ એમના કુફુમાં કરવામાં આવે અને એમના નિકાહ માત્ર એમના વલી જ કરે અને એમના મહેર દસ દિરહમ કરતાં ઓછાં ન હોય." (દારકુત્ની)

આ હદીસ ઉપજાવી કાઢેલ હોવા બાબતે હદીસના વિદ્વાનો વચ્ચે સંમતિ પ્રવર્તે છે. આથી આના વડે દલીલ કરી શકાય નહીં. વળી વંશમાં કફાઅત અંગેની એની દલીલ સ્પષ્ટ અને ચોખવટપૂર્વકની નથી.

બીજી દલીલ :

"પોતાની સંતાન માટે સારી સ્ત્રીઓની પસંદગી કરો, પોતાના કુફુની છોકરીઓ લો અને કુફુમાં છોકરીઓ આપો." (ઇબ્નેમાજહ, દારકુત્ની)

હદીસના મોટા ભાગના વિદ્વાનોના મતે આ હદીસ ઉપજાવી કાઢેલ છે અને વંશની કફાઅત (સમકક્ષતા) અંગેની આની દલીલ સ્પષ્ટ અને ચોખવટ વાળી નથી.

ત્રીજી દલીલ :

"હુઝૂર સ.અ.વ.એ ફરમાવ્યું, હે અલી! ત્રણ વસ્તુઓને કદી પાછી ન ઠેલવતાં. નમાઝ જ્યારે એનો સમય થઈ જાય, જનાઝો જ્યારે તૈયાર થઈ જાય અને કુમારિકાના લગ્ન જ્યારે એનો સમોવડિયો છોકરો મળી જાય." (તિર્મિઝી)

આ હદીસ પણ ઝઈફ છે અને આ હદીસમાં એવો કોઈ અનુમાન કરવા માટેનો આધાર કે શબ્દ નથી કે જેના વડે વંશની કફાઅત અંગેની દલીલ ચોખવટવાળી અને સાચી હોય.

ચોથી દલીલ :

હઝરત ઉસ્માન રદિ.એ ફરમાવ્યું :

"હું વંશ અને કુળવાળી સ્ત્રીને માત્ર એના કુફૂમાં જ લગ્ન કરવાનો આદેશ આપીશ અને તેનો વિરોધ કરતાં અટકાવીશ."

આ અસર (કોઈ સહાબી અને તાબઈનું કથન કે આચરણ) છે અને સાતત્ય ન હોવાના કારણે નબળી છે. આના વડે દલીલ કરવી યોગ્ય નથી અને ખુદ હઝરત ઉમર રદિ.નું આચરણ આની વિરુદ્ધ છે કેમકે તેમણે દીનદારીના કારણે પોતાના દીકરાના લગ્ન ઝૂંપડીમાં રહેનાર એ ગામઠી કન્યા સાથે કર્યા હતાં જેના કુટુંબમાં સગપણ કરવાને આરબવાસીઓ શરમનું કારણ માનતા હતા. અને તેમણે અજમી (બિનઆરબ) મુક્ત કરાયેલ ગુલામ સહાબી હઝરત સલ્માન ફારસી રદિ.ને પોતાની દીકરી હઝરત હફસા સાથે નિકાહ કરવાનો પ્રસ્તાવ મુક્યો હતો.

પાંચમી દલીલ :

હુઝૂર સ.અ.વ.એ ઈર્શાદ ફરમાવ્યો :

"ચાર વસ્તુઓ જોઈને સ્ત્રી સાથે લગ્ન કરવામાં આવે છે. એના ધનના કારણે, એના વંશ અને કુળના કારણે, એની સુંદરતાના કારણે અને એના દીન અને તકવાના કારણે, તો તમે દીનદાર અને ચારિત્ર્યવાન સ્ત્રી સાથે નિકાહ કરી સફળ થઈ જાવ. અલ્લાહ તમારૂં ભલું કરે." (બુખારી)

આ હદીસ પ્રમાણભૂત છે. પરંતુ આ હદીસનો અર્થ સમજવામાં લોકોએ ભૂલ કરી છે. આમાં ઉચ્ચવંશવાળી, સૌંદર્યવાન અને ધનવાન સ્ત્રી સાથે લગ્ન કરવાનો આદેશ આપવામાં નથી આવ્યો બલ્કે સમાજમાં પ્રચલિત ટેવો અને રિવાજની જાણ કરવામાં આવી છે કે લોકો આ બાબતો જોઈ લગ્ન કરે છે. આથી જ આદેશ આપવાના સ્વરૂપને બદલે સંબોધન કોને કરવામાં આવ્યું છે તે અજ્ઞાત છે. આ ચાર બાબતો પૈકી

ઉમ્મતને દીનના આધારે લગ્ન કરવાનો આદેશ આપવામાં આવ્યો છે. આની સ્પષ્ટતા "ફઝ્ફર બિઝાતિદીન"ના શબ્દોમાં કરવામાં આવી છે.

અલ્લામહ અબુલહસન અલી બિન મુહમ્મદ કિનાની રહ. અને અલ્લામહ જલાલુદ્દીન સુયૂતીએ લખ્યું છે કે આ હદીસથી આદેશ આપવાનો આશય વ્યક્ત થતો નથી જે કેટલાક લોકો સમજ્યા છે બલ્કે લોકોના રિવાજ-પ્રણાલિકા-ની જાણ કરવાનો આશય છે. આથી અંતમાં **"ફઝ્ફર બિઝાતિદ્દીન"**નો નિર્દેશ કરી બાકીની વસ્તુઓનો ઇન્કાર કરવામાં આવ્યા છે.

છઠ્ઠી દલીલ :

ઈમામ સરખસી રહ.એ વંશની કફાઅત પ્રશ્ને એક દલીલ એ રજૂ કરી છે કે જંગે બદ્રમાં કફાતની માંગણી ઉપર અન્સારને પરત બોલાવી લીધા હતાં અને તેમના મુકાબલા માટે હઝરત અલી રદિ., હઝરત હમ્ઝા રદિ. અને હઝરત ઉબૈદહ રદિ.ને આગળ વધવાનો આદેશ આપવામાં આવ્યો. જો યુદ્ધમાં વંશ ઉપર ભરોસો કરવામાં આવ્યો હોય તો નિકાહ જેવી સંવેદનશીલ બાબતમાં તેનો ભરોસો શા માટે નથી કરી શકાતો જેમાં છોકરી પોતાને વેચી દે છે. (અલમબ્સૂત)

આ દલીલમાં રહેલી ખામી - નબળાઈ - વર્ણન કરવાની જરૂર નથી. જો બદ્ર યુદ્ધમાં અન્સારને પાછળ ખસેડી મુહાજિરોને મુકાબલામાં જવાનો હુકમ વંશમાં કફાઅતની દલીલ બની શકતો હોય તો હઝરત ઝૈદ બિન હારિસા રદિ. અને ઉસામા બિન ઝૈદ રદિ.ને એ લશ્કરના સેનાપતિ બનાવવા જેમાં પ્રતિષ્ઠિત સહાબીઓ સામેલ હતાં શું એ વાતની દલીલ ન હોઈ શકે કે વંશમાં કફાઅતનું કોઈ મહત્ત્વ નથી.

બીજું, જો કફાઅતના કારણે હુઝૂર સ.અ.વ.એ અન્સારને પરત બોલાવ્યા હતાં તો એ યુદ્ધ પછી અન્સાર અને મુહાજિરીન વચ્ચે પરસ્પર નિકાહ શા માટે અને કઈ દલીલના આધારે ચાલુ રહ્યાં?

સાતમી દલીલ :

ઈમામ સરખસીએ વંશની કફાઅત અંગે એક બીજી દલીલ એ આપી છે કે નિકાહ દ્વારા સ્ત્રી ઉપર પુરૂષને ચઢિયાતા હક્કો પ્રાપ્ત થાય છે જે એક પ્રકારનું અપમાન છે. આથી જ હુઝૂરે આદેશ આપ્યો :

"નિકાહ એક પ્રકારની ગુલામી છે, તો તમારા પૈકી દરેકે જોવું જોઈએ કે તે પોતાની દીકરીને ક્યાં મૂકી રહ્યો છે અર્થાત્ લગ્ન ક્યાં કરી રહ્યો છે."

એક વ્યક્તિ બિનકુફુમાં નિકાહ કરીને પોતાની સંતાનને અપમાનિત કરી છે

અને પોતાના નફસને અપમાનિત કરવું હરામ છે, કેમકે હુઝૂર સ.અ.વ.નો આદેશ છે કે ઈમાનવાળો એ નથી જે પોતાની જાતને અપમાનિત કરે. તેથી લગ્ન-વિવાહ-માં વંશ, બિરાદરી અને જ્ઞાતિ ગણનામાં લેવામાં આવશે. (કિતાબુલમબ્સૂત)

ઈમામ બયહકી રહ. આ હદીસ અંગે ફરમાવે છે કે સૌથી સાચી વાત એ છે કે આ હદીસ મૌકૂફ (એ હદીસ જેની રિવાયતનો ક્રમ સહાબી રદિ. સુધી પહોંચી અંત આવે છે) છે.

આ હદીસ વડે ઈમામ સરખસીની દલીલ ત્યારે સાચી હોત જ્યારે તેઓ શરીઅતની રૂએ એ પુરવાર કરી દીધું હોત કે દીને ઈસ્લામ પણ વંશ અને જન્મના આધારે કુલીન અને નિમ્ન વર્ગમાં વહેંચે છે.

આ હદીસનો વિષય કુર્આન અને પ્રમાણભૂત હદીસોની વિરુદ્ધ છે અને આ મૌકૂફ હદીસનું હુઝૂર સ.અ.વ. પ્રત્યે આરોપણ કરવું આપ સ.અ.વ. અને દીને પણ ઈસ્લામનું અપમાન છે.

આઠમી દલીલ :

વંશમાં કફાઅત માન્ય હોવાની એક દલીલ એ આપવામાં આવી છે કે લોકો પોતાના વંશ અને કોમ-જ્ઞાતિ ઉપર ગર્વ કરે છે, તેથી કફાઅતમાં તે માન્ય રાખવામાં આવશે.

પરંતુ આ દલીલ કુર્આન અને સુન્નતની સ્પષ્ટ આદેશો આપતી આયતો અને રિવાયતો સાથે સુસંગત નથી. આનું ખંડન કરવા માટે આ હદીસ પૂરતી છે.

હુઝૂર સ.અ.વ.એ આદેશ આપ્યો છે :

"બે વસ્તુ એવી છે જે લોકોમાં જોવા મળે તો એમને કુફ્રના દરજ્જા સુધી પહોંચાડી દે છે. એક વંશ માટે ટોણાં (અર્થાત્ અન્યને નીચ જ્ઞાતિના માનવા/ સમજવા) અને બીજું મૈયત ઉપર રૂદન કરવું." (મુસ્લિમ)

નવમી દલીલ :

હુઝૂર સ.અ.વ.એ ફરમાવ્યું : આરબનો અમુક, અમુકનો કુફ્વ છે અને અજમ-બિનઆરબનો અમુક, અમુકનો કુફ્વ છે, સિવાય કે વણકર અને હજ્જામ-રૂમડી મૂકનારના (હાકિમ, દારકુત્ની)

આ હદીસ ઉપજાવી કાઢેલી છે અને કુર્આન તથા પ્રમાણભૂત હદીસો અને હુઝૂર સ.અ.વ. અને સહાબાના આચરણ અને ઉદાહરણની વિરુદ્ધ અને અસંગત છે. આની વધુ વિગતો વ્યવસાય અંગેની દલીલોમાં આવી ગઈ છે કે વંશ અને

વ્યવસાયને વગોવનારી તમામ હદીસો ઉપજાવી કાઢેલ છે.

દસમી દલીલ :

હુઝૂર સ.અ.વ.એ ફરમાવ્યું:

"અલ્લાહે ઇબ્રાહીમ અ.સ.ની સંતાનમાંથી હઝરત ઇસ્માઈલને પસંદ કર્યા અને એમની સંતાનમાંથી બનુકનાનાને વીણી લીધાં અને એમાંથી કુરૈશની પસંદગી કરી અને કુરૈશમાંથી બનુહાશમની અને બનુહાશમમાંથી મારી પસંદગી કરી." (મુસ્લિમ)

આ હદીસ પ્રમાણભૂત છે પરંતુ આ હદીસને વંશના પક્ષપાત અને ગર્વ માટે કઈ રીતે દલીલ બનાવી શકાય જ્યારે વંશ અને બાપદાદા ઉપર ગર્વ કરવાની મનાઈ અંગે પુષ્કળ હદીસો મોજૂદ છે. દા.ત. હુઝૂર સ.અ.વ.નો આદેશ "હું આદમની સંતાનનો સરદાર છું અને ગર્વ બિલ્કુલ નથી." (મિર્કાત, મિશ્કાતની સમજૂતી)

હુઝૂર સ.અ.વ.નું આ નિવેદન ગર્વ લેવા માટે નહીં બલ્કે પોતાની ઓળખની મહાનતા અને આભાર વ્યક્ત કરવા માટે હતું. હાફિઝ ઇબ્નેહજર રદિ. કહે છે કે આ હદીસને વંશની કફાઅત માટે દલીલ બનાવવું શંકાસ્પદ છે.

અગિયારમી દલીલ :

હઝરત સલ્માન ફારસી રદિ.થી રિવાયત છે કે "રસૂલુલ્લાહ સ.અ.વ.એ અમને (બિનઆરબોને) આરબ સ્ત્રીઓથી નિકાહ કરવાથી અટકાવ્યા." (તિબરાની)

બીજી એક રિવાયતમાં એમ છે કે હઝરત સલ્માન ફારસી રદિ.એ આરબવાસીઓને સંબોધીને ફરમાવ્યું કે, "ન તો અમે તમારી ઇમામત કરી શકીએ છીએ અને ન તમારી સ્ત્રી સાથે નિકાહ" (તિબરાની)

આ હદીસ ઉપજાવી કાઢેલ છે, કારણકે આમાં આરબ શબ્દ આવ્યો છે. અલ્લામહ ઇબ્નેકૈયિમે એ સર્વસામાન્ય સિદ્ધાંત વર્ણવ્યો છે કે "દરેક હદીસ જેમાં આરબ શબ્દ આવ્યો છે, ઉપજાવી કાઢેલ છે સિવાય એ હદીસ કે નથી ફઝીલત કોઈ આરબને કોઈ બિન આરબ ઉપર સિવાય કે તકવાના આધારે."

બીજું ઇમામત માટે કોણ હકદાર છે એ બાબતથી હદીસ અને ફિકહના પુસ્તકોના પાના ભરેલાં છે, પરંતુ તેમાં આરબ અને બિનઆરબનો કોઈ ભેદભાવ નથી. ખુદ સલમાન ફારસીનું આચરણ આ હદીસની વિરુદ્ધ છે. આપણે એક પછી એક હઝરત અબુબક્ર રદિ. અને હઝરત ઉમર રદિ.ની દીકરીઓને નિકાહનો સંદેશ

મોકલ્યા. હઝરત બિલાલ રદિ.ના નિકાહમાં જાણીતા કુરૈશી હઝરત અબ્દુર્રહમાન બિન ઔફના બહેન હાલા બિન્તે ઔફ રદિ. હતાં.

બારમી દલીલ :

બિરાદરી અને જ્ઞાતિના સમર્થક આલિમો મૌખિક રીતે કેટલાક મુસ્લિમ શાસકોની બિનઇસ્લામી કાર્યપદ્ધતિ વડે પણ દલીલ કરે છે. આના ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે હિંદુસ્તાનમાં જ્ઞાતિ અને બિરાદરીના મૂળિયાં કેટલાં ઊંડા છે. આના માટે કોઈ નબળી અને બોદી દલીલોનો આશ્રય લેવામાં આવે છે, જો કે ઇસ્લામનું આગમન આની નાબૂદી માટે થયું છે.

હિંદુસ્તાનના કેટલાક હનફી આલિમોનો એ ફત્વાને કે નાની જ્ઞાતિવાળા દા.ત. વણકર, મોચી, વાળંદ વગેરે જો આલિમ પણ હોય તો પણ ઊંચી જ્ઞાતિ વાળાના સમકક્ષ નથી બની શકતા. આ રદિયો આપતાં હદીસવેત્તા હબીબુર્રહમાન આઝમી હન્ફી એમ લખે છે કે "એ બાબત જે પ્રખ્યાત છે કે આ જ ઝાહિરૂર્રિવાયત છે તો આ દાવો ખોટો અને દલીલ વિનાનો છે, કારણ કે મુહીત અને બઝ્ઝાઝિયાએ ફૈઝે જામેઉલ ફતાવહ અને નહરે ફાઇકમાં લખ્યું છે કે વિશ્વની મહાનતા વંશની મહાનતા કરતાં વધુ છે. તેથી કોઈ બિનઆરબ આલિમ પછી ભલે તે દરજી હોય કે બજાજ (કાપડ વેચનાર) અથવા વણકર એક સૈયદાનીનો કુફુ હોઈ શકે છે. અને માનવતાની સંતાનના સૈયદ (સરદાર આચરણ) હઝરત મુહમ્મદ સ.અ.વ.નું આચરણ પણ આની જ દલીલ છે."

તેરમી દલીલ :

નસ્બ - વંશની કફાઅતના પુરાવામાં એક દલીલ એ પણ આપવામાં આવે છે કે સૈયદ અને સાદાત માટે ઝકાત હરામ છે. જો સૈયદના લગ્ન બિનસૈયદ કુટુંબમાં થશે તો એ ઝકાત ખાશે અને હરામ કાર્ય આચરવાના ગુનેગાર થશે.

આ હદીસ હુઝૂર સ.અ.વ.ના ઉસ્વહ- અનુકરણીય - આચરણની વિરુદ્ધ છે. ખુદ આપ સ.અ.વ.એ પોતાની ત્રણ દીકરીઓના નિકાહ બિનહાશિમી સાથે કર્યા અને આપની હયાતીમાં બનૂહાશિમના ઘણાં લોકોએ પણ આમ જ કર્યું. આ કેવી હિમ્મત છે! નઊઝુબિલ્લાહ, દીનની જે ભલાઈ/ હિત હુઝૂર સ.અ.વ.ને સમજાઈ એ આ લોકોને સમજાઈ ગઈ હોવાનો દાવો આ લોકો કરી રહ્યો છે.

ચૌદમી દલીલ :

વંશમાં કફાઅતની એક દલીલ એ પણ આપવામાં આવી છે કે પોતાની જ્ઞાતિ

અથવા બિરાદરીમાં લગ્ન એ સલાહભરેલ બાબતો પૈકી છે.

આ દલીલ અંગે પહેલી વાત તો એ છે કે શરીઅતે ઈસ્લામીમાં એ જ ભલાઈ/હિત સ્વીકાર્ય અને વિશ્વસનીય હશે જે શરીઅતના હેતુઓ/આશયોને પૂર્ણ કરનાર હોય, નહીં કે તેની વિરુદ્ધ. લગ્ન-વિવાહમાં દીનદારી ઉપર વંશ અને કુળને પસંદગી આપવી શરીઅતની વિરુદ્ધ છે અને જો આપવામાં આવે તો તેનો અર્થ એ થાય છે કે આપણે રસૂલ સ.અ.વ.નો વિરોધ કરીએ છીએ. તે એ રીતે કે આમ કરીને આપણે એમ માનીએ છીએ કે નઊઝુબિલ્લાહ! આપે ભલાઈ જોયા વિના હાશમી/કુરૈશી અને આરબ મહિલાઓના વિવાહ બીજી જ્ઞાતિમાં કરાવ્યા.

બીજી વાત એ છે કે હુઝૂર સ.અ.વ. એ જે સ્ત્રીઓના લગ્ન તેમની પોતાની જ્ઞાતિ સિવાયની અન્ય જ્ઞાતિમાં કરાવ્યા તેમાં હઝરત ઝૈનબ સિવાય સૌએ સફળ લગ્ન જીવન વિતાવ્યું. દા.ત. ફાતેમા બિન્તે કૈસ રદિ. પોતાના મધુર લગ્ન જીવનનો એકરાર કરતાં લખે છે કે "અલ્લાહે મારી તરફેણમાં ઉસામા બિન ઝૈદને ખૈર (ભલાઈ) અને બરકતનું કારણ બનાવ્યા અને મેં એમની સાથે કોઈને પણ ઈર્ષા આવે એવું જીવન વ્યતીત કર્યું છે." (નસાઈ)

હઝરત ઝૈનબ બિન્તે હજશની તલાકનું કારણ માત્ર અન્ય બિરાદરીમાં લગ્નનું ન હતું. અસંખ્ય કારણો પૈકીનું એક કારણ અજ્ઞાનતાની ખોટી પ્રથાઓની નાબૂદી હતું. આ પ્રથાને નાબૂદ કરવા માટે અલ્લાહે એમને હઝરત ઝૈદના નિકાહના બંધનમાંથી મુક્ત કરાવી હુઝૂરના પત્ની બનાવી અજ્ઞાનતાની એ પ્રથા નાબૂદ કરી દીધી. ખુદ અલ્લાહ રબ્બુલઈઝ્ઝતે આ સંબંધ વિચ્છેદનું કારણ અજ્ઞાનતાની પ્રથાને અટકાવવાનું જણાવ્યું છે.

"પછી જ્યારે ઝૈદનું મન એનાથી ધરાઈ ગયું, તો અમે એનો નિકાહ આપ સ.અ.વ. સાથે કરી દીધો જેથી મો'મિનો ઉપર પોતાના મા-બાપ દીકરાની પત્નીઓ સાથે નિકાહ બાબતે કોઈ સંકડાશ ન રહે. જ્યારે તેઓ એમનાથી પોતાનું મન ભરી ચૂકયા અને અલ્લાહનો હુકમ તો અમલમાં મુકાવવો જ જોઈતો હતો." (સૂરઃ અહ્ઝાબ-૩૭)

પછી જ્યારે હઝરત ઝૈદે હઝરત ઝૈનબને તલાક આપી દીધી તો હુઝૂર સ.અ.વ.એ એમના લગ્ન પોતાની ફોઈની પુત્રીની પુત્રી (દૌહિત્રી) ઉમ્મેકુલસૂમ બિન્તે અકબા સાથે કરી દીધાં. પરંતુ હઝરત ઝૈદે આમને પણ તલાક આપી દીધી અને હુઝૂર સ.અ.વ.ના કાકાની દીકરી (બહેન) દુર્રહ બિન્તે અબી લહબ સાથે

નિકાહ કરી દીધા. પછી એમને પણ તલાક આપી દીધાં અને આપ સ.અ.વ.ના ફોઈની દીકરી હિંદ બિન્તુલઅવ્વામ સાથે નિકાહ કરી લીધાં. (અલઅસાબા)

જો હઝરત ઝૈનબના તલાકનું એક માત્ર કારણ બિનકુફૂમાં લગ્ન થવાનું હોત તો હુઝૂર સ.અ.વ. અને સહાબા રદિ. એમને ફરીવાર હાશમી અને કુરૈશી સ્ત્રીઓ સાથે લગ્ન કરવા માટે ચોક્કસપણે મનાઇ કરતે.

ત્રીજી વાત એ છે કે કોઈ ભલાઈ ત્યાં સુધી જ ગણનામાં લેવાશે જ્યાં સુધી તેના કારણે કોઈ મોટી અને મહત્ત્વપૂર્ણ ભલાઈનો લોપ થતો ન હોય. પરંતુ આજે આ ભલાઈએ મુસલમાનોને કુલીન-ઉચ્ચ - અને નીચલી જ્ઞાતિ અને બિરાદરીઓમાં વિભાજિત કરી દીધાં છે. હિંદુસ્તાનમાં મુસલમાનો વચ્ચે કેટલાક બિરાદરીઓ કુલીન અને ઉચ્ચ માનવામાં આવે છે અને કેટલીક ઉતરતી. એવી જ રીતે કેટલાક કામ અને વ્યવસાય પ્રતિષ્ઠિત અને ઉચ્ચ માનવામાં આવે છે અને કેટલાક તુચ્છ અને નિમ્નકક્ષાના માનવામાં આવે છે. પરંતુ આ બાબતો ઇસ્લામના શિક્ષણની વિરુદ્ધ છે.

કમનસીબે આજે હિંદુસ્તાનમાં બિરાદરીનું સ્થાન ઓછેવત્તે હિંદુઓની વર્ણ પ્રથા જેવું જ છે. આ બિરાદરીવાદના કારણે બિનમુસ્લિમોમાં ઇસ્લામના પ્રસારને ભારે ફટકો પડ્યો છે. જ્યારે ડૉ. આંબેડકરે ધર્મપરિવર્તનની જાહેરાત કરી તો મૌલાના હિફ્ઝુર્રહમાન સ્યોહારવીએ એમની મુલાકાત લઈ એમની સમક્ષ ઇસ્લામ અને એની સમાનતાનો ખ્યાલ રજૂ કર્યો. તો આંબેડકરે પોતાના કબાટમાં રાખેલાં પુસ્તકો તરફ ઇશારો કરતાં જણાવ્યું,

"મૌલાના! આપ આ કબાટમાં જે પુસ્તકો જોઈ રહ્યાં છો એ બધા ઇસ્લામ ધર્મ અંગેના છે. મેં સૈયદ અમીર અલી, અબ્દુલ્લાહ યૂસુફ અલી અને બીજા ઘણાં મુસ્લિમ અને બિનમુસ્લિમ અને ઇસ્લામના વિદ્વાનોનો ઊંડાણપૂર્વક અભ્યાસ કર્યો છે. મારી સમજ એમ છે કે સૈદ્ધાંતિક રીતે ઇસ્લામ સામાજિક લોકશાહી અને માનવ સમાનતા ભણી બોલાવે છે અને તેની છડી પોકારનાર છે. પરંતુ હિંદુસ્તાનમાં તમે લોકો મનુના વર્ણાશ્રમ પ્રમાણે અમલ કરો છો. આપે પોતાના સમાજને પણ જ્ઞાતિ અને વિરાદરીઓમાં વહેંચી રાખ્યો છે. હું જો ઇસ્લામ અંગીકાર કરૂં તો આપ મને કયા ચોકઠામાં મુકશો?"

મૌલાના સાથે ડૉ. આંબેડકરની આ વાતચીત મુસલમાનોને બોધપાઠ લેવા માટે કોરડા સમાન છે. આજે આપણે ઇસ્લામની સાચી હકીકતથી કેટલી દૂર જઈ પડ્યાં છીએ અને એને કેટલું વિકૃત બનાવી દીધું છે.!

—●—